

॥ શ્રી ગણેશાય નમઃ ॥

પાઠકજી કૃત—

# વાર્તાસંગ્રહ

અથવા

# વાવાભાની વાનગી

લેખક

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી બી. એ.

ગોપીપુરા, લીમડીકુઈ-સુરત.

સંવત ૧૯૮૪

કિંમત ૦-૪-૦



॥ श्री गणेशायनमः ॥

પાઠકજી કૃત—

# વાર્તાસંગ્રહ

અથવા

# વાવાબાની વાનગી



લેખક

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી બી. એ.

ગોપીપુરા, લીમડીકુઇ—સુરત.



સંવત ૧૯૮૪ સને ૧૯૨૭

# પ્રસ્તાવના



આવી ન્હાની ચોપડીને કાંઈ ખાસ પ્રસ્તાવનાની જરૂર હોય એમ હું ધારતો નથી તો પણ આ જગ્યાએ મારે બે બોલ લખવાની ઇચ્છા થાય છે. તેનું કારણ એ છે કે હું આ ન્હાની ચોપડીને એક બીજી મોટી ચોપડીના મંડાણ તરીકે બહાર મૂકવાની ઇચ્છા રાખું છું. આ જાતની ઘણી વાતો મ્હારાં મુરબ્બીશ્રી પરમપૂજ્ય ગંગાસ્વરૂપ પિતામહી પાસેથી મેં ન્હાનપણથી સાંભળી છે અને આવી વાતો ઘણા સાદા શબ્દો અને સાદી વસ્તુમાં ઘણા મોટા વિશ્વનિયમો કે ઘણા મોટાં સિદ્ધાંતો સચોટ રીતે સાહિત્યમાં સાચવી રાખતી હોય એમ હું ધારૂં છું અને તેથીજ જો આમાંનો સંગ્રહ સમાજને ઉપયોગી જણાશે તો એના પછી એવીજ જાતની વાતોનો બીજો મોટો સંગ્રહ હું બહાર પાડવા ઇચ્છિા રાખું છું—અસ્તુ.

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી.

# અનુક્રમણિકા

# અધિકાર

એક વખતે એક અરણ્યને વિષે એક ઋષિનો આશ્રમ હતો. તે ઋષિ ઘણા મોટા હતા અને ગુરૂ થવાને સર્વ રીતે લાયક હતા.

તેમની પાસે એક દિવસે એક જુવાન આવ્યો અને નમસ્કાર કરીને પગે પડયો. ત્યાર પછી ઘણી ઘણી આજીજી-પૂર્વક એણે મુનિને વિનતિ કરી કે "હે મહાત્માન્ ! મને બ્રહ્મવિદ્યા ભણાવો." તે વખતે મુનિએ પેલા જુવાનને પૂછ્યું કે તારી વર્ણ કયી છે ? પેલો જુવાન આનો કાંઈ જવાબ દઈ શક્યો નહીં ત્યારે મુનિએ પેલા જુવાનને કહ્યું કે "ભાઈ! તું અહીંથી જા અને તારી માતાને મળી તારી વર્ણ કયી છે તે પૂછીને આવ કારણ કે બ્રહ્મવિદ્યાનો અધિકાર એકલા બ્રાહ્મણનેજ છે અને અન-ધિકારીને જ્ઞાન આપવાથી સૃષ્ટિમાં મહા અનર્થ અને ઉપદ્રવ થવાનો સંભવ રહે છે માટે તું અધિકારી છે કે નહીં તે મારે જાણવું જોઈએ." આ ઉપરથી પેલો જુવાન પોતાની માતા પાસે ગયો અને તેને પૂછ્યું "હે માતા ! ગુરૂની શોધમાં નીકળ્યો હતો અને મને સારા ગુરૂ મળ્યા પણ ખરા તોયે મારો શો અધિકાર છે તે જાણવાને માટે એમણે મારી વર્ણ પૂછી પણ તે કહેવા હું અસમર્થ નીવડયો, તેથી તેમના ઉપદેશથી હું આપની પાસે મારી વર્ણ જાણવા આવ્યો છું.

પુત્રનાં આવાં વચનો સાંભળી માતાએ તેના સામું થોડી એક પળ જોયાં કર્યું. એ થોડીવાર અનુત્તર રહી. પછી ધીરે રહી

માતાએ કહ્યું "હે પુત્ર! હું જ્યારે યુવાન હતી ત્યારે લોક મને અત્યંત ખૂબસુરત ધારતાં અને તેથી હું ઘણા લોકોની પ્રીતિનું પાત્ર બની હતી અને હું મને ફાવે તેમ સ્વેચ્છાથી વિહાર કરતી હતી. એવા સમયમાં હે પુત્ર! તારો જન્મ થયેલો હોવાથી હું તારો વર્ણ નિશ્ચિત કરવાને માટે અસમર્થ છું."

પેલો પુત્ર માતાનાં આવાં વચનો સાંભળી માતાને વંદન કરી વળી પાછો ગુરૂ પાસે આવ્યો. ગુરૂને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કર્યા અને ગુરૂની આજ્ઞાની વાટ જોતો ઊભો.

ગુરૂએ પૂછ્યું કે "કેમ ભાઈ! મેં તને જે કહ્યું હતું તેની તપાસ કરી"?

ત્યારે પેલા યુવાને જવાબ દીધો કે "હે ગુરૂ! મારી માતાએ એમ જવાબ દીધો કે "જ્યારે હું યુવાન હતી ત્યારે લોકો મને ઘણીજ ખૂબસુરત ધારતા અને તેથી હું ઘણાજ માણસોની પ્રીતિનું પાત્ર બની હતી અને હું સ્વેચ્છાથી વિહાર કરી મારી આજીવિકા મેળવતી હતી એવા સમયમાં તારો જન્મ થયેલો હોવાથી હું તારી વર્ણ નિશ્ચિત કરવાને અસમર્થ છું."

શિષ્યનો આ ઉત્તર સાંભળી ગુરૂ પ્રસન્ન થયા હોય એમ જણાયું.

ગુરૂએ કહ્યું કે "તું બ્રાહ્મણ છે. હું તને બ્રહ્મવિદ્યાનો અધિકારી બનાવીશ કારણ કે બ્રાહ્મણેતર વર્ણમાં આટલી ભવ્ય નિખાલસતા અને આટલી સુન્દર સત્યપ્રિયતા અને આટલી તીવ્ર જ્ઞાનેચ્છાનો સંભવજ નથી.

# જાત ઉપર ભાત અને કામળ ઉપર બીબું

અસલના વખતમાં એક અરણ્યમાં એક મુનિ વસતા હતા. તે મુનિના આશ્રમમાં એક નાની સરખી ઉંદરડી રહેતી હતી. એક દિવસે તે આશ્રમમાં એક બિલાડી આવી પહોંચી. તેનાથી ગભરાઇને પેલી ઉંદરડી મુનિના ખોળામાં જઈને બેસી ગઈ. મુનિને ઉંદરડી ઉપર દયા આવી અને મુનિએ ઉંદરડી ઉપર અનુગ્રહ કર્યો. મુનિના પ્રસાદથી ઉંદરડી તો ઉંદરડી મટી ગઈ અને તેને બદલે એક ઘણીજ ઘણીજ સુંદર કન્યા બની ગઈ. એનું રૂપ રંભા અને રતિને પણ લજાવે એવું હતું અને દેવકન્યાથી યે અધિક હતું.

હવે એ કન્યા મુનિના ચરણની સેવા કરતી અને એજ આશ્રમમાં રહેતી. એમ કરતાં દિવસો ઉપર દિવસો વીતતા ગયા અને શશિકલાની પેઠે એ કન્યા પણ દિવસે દિવસે ખીલતી ગઈ. એ પ્રમાણે જ્યારે મુનિએ પોતાની કન્યાની તરૂણાવસ્થા પ્રાપ્ત થયેલી જોઈ ત્યારે તેની અનુમતિ લઈ તેનો વિવાહ કરી તેનું પાણિગ્રહણ કરાવવાનો મુનિએ વિચાર કર્યો. વિચાર કરતાં વર તરીકે ઇંદ્ર હાથે ચડયો. ઇંદ્રે પણ કન્યાનુ રૂપ જોઈ પોતાને લગ્ન કરવા ઈચ્છા છે એમ જણાવ્યું પણ કન્યાના મનમાં કાંઈક ખટક આવી અને કન્યાએ મુનિને કહ્યું કે "હે પિતા! ઇંદ્ર દેવાધિદેવતા છે પણ એ કાંઈ પ્રત્યક્ષ દેવતા નથી. માટે જો કોઈ પ્રત્યક્ષ દેવતા હોય તો ઠીક." ત્યારે મુનિએ અતિ તેજસ્વી એવા સૂર્યદેવને માટે એ કન્યાને પૂછયું ત્યારે એ કન્યાએ વિચાર

કરવા માંડયો અને વિચાર કરીને જવાબ દીધો કે, "હા, એ ઠીક છે; પણ મેઘ એનાથી વધે નહીં? કારણ કે સૂર્ય મેઘથી તો ઢંકાઈ જાય છે." કન્યાની આ વાણીથી સૂર્ય નિરાશ થયા અને મેઘની આશાને નવપલ્લવ આવ્યા. ત્યારે મુનિએ વળી દરખાસ્ત મૂકી કે આપણે તારૂં લગ્ન મેઘ સાથે કરીએ. પણ વળી કન્યાને કોણ જાણે શું યે વિચાર આવ્યો તે લાવણ્યવતી બોલી કે "ના, ના, મેઘ કરતાં તો પવન વધારે બળવાન છે કે તે મેઘને સપાટામાં નિરસ્ત કરી નાંખી શકે છે." આ જવાબ સાંભળીને મુનિએ જરા માથું ખંજવાળ્યું અને કહ્યું કે "ત્યારે પવન સાથે તારૂં પાણિગ્રહણ કરાવીએ. પવન તો આ વાત જાણી એ લાવણ્યવતીને પરણવાને માટે એકે પગે તૈયાર થઈ ગયા. પણ હજુ લાવણ્યવતીના મનમાં કાંઈક વસવસો રહ્યાં કરતો હતો. તેણે મુનિને કહ્યું "પિતા! પવન બહુ જોરાવર છે પણ પર્વતો આગળ તો એનું કશુંયે ચાલતું નથી." આ વાર્તા પર્વતરાજ હિમગિરિને પહોંચી અને એ પર્વતરાજ પોતાનાં સુભાગ્યને અભિનંદતા લાવણ્યવતીનું પરિશીલન કરવા આવી પહોંચ્યા. પણ લાવણ્યવતીએ પર્વતરાજને ચોકખે ચોકખું પરખાવી દીધું કે "હે પર્વતરાજ! તમારા કરતાં યે મારા હસ્તનો અધિકાર મૂષકરાજને વધુ છે કારણ કે તે એવા સમર્થ છે કે તે તમને પણ કોરી નાંખી શકે છે. હવે તમેજ ન્યાય કરો કે મારે તે કોને વરવું"? પર્વતરાજને લાવણ્યવતીએ આ જવાબ દીધો તે મુનિએ જાણ્યું અને લાવણ્યવતી ફરી પાછી ઉંદરડો થઈ અને કોઈ એક મૂષકપતિને વરી અને તેની સાથેજ પોતાનો સંસાર શરૂ કર્યો.

# મહારાજ્યનો નાશ ક્યારે થશે

મધ્યયુગમાં આ ભારતવર્ષને વિષે એકચક્રે રાજ્ય કરનાર એક ચક્રવર્તિ અતિક્રૂર અને દુષ્ટ એવો બાદશાહ થઈ ગયો છે. એ બાદશાહની શહેનશાહતમાં બાદશાહોના પણ બાદશાહ જેવો ઈલ્મેરૂહાની ઉર્ફે આત્મવિદ્યામાં અતિ નિપુણ એવો એક ઓલિયો પરમહંસ નજુમી ઉર્ફે જોશી આવી પહોંચ્યો. એને ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાલનું જ્ઞાન હસ્તામકલવત્ સુસાધ્ય હતું. એ ઓલિયાની જ્યારે પાટનગરમાં પધરામણી થઈ અને એની ખ્યાતિ બાદશાહને કાને પ્હોંચી ત્યારે પોતાની શહેનશાહતના સિતારાનો નજુમ જોવડાવવા બાદશાહને ઉત્કંઠા થઈ પણ એ દરમ્યાન એ બાદશાહોના બાદશાહ ઓલિયાએ પાટનગરનો ત્યાગ કર્યો અને એ કોણ જાણે ક્યાંયે અરણ્યમાં ઘણે ઘણે દૂર નીકળી ગયા. પણ બાદશાહની ઇચ્છાનો વેગ કેમે કરીને રોકાવાનો હતો? પવન, પાણી અને પ્રકાશથી પણ વધુ બળવાન મનોવેગ; અને તે પણ બાદશાહનો મનોવેગ! બાદશાહે આજ્ઞા કરી અને ચાર પાંચ સુબેદારો અને ત્રણસો ચારસો માણસોનો કાફલો તૈયાર થઈ ગયો. બાદશાહે હુકમ કર્યો કે "ગમે ત્યાંથી ગમે તે રીતે પણ ઓલિયાની ખોળ કરી લાવો અને એની પાસે આ મ્હારો શહેનશાહતનો સિતારો ક્યાં સુધી ચઢતો છે અને મહારાજ્યની પડતી ક્યારે થશે તેનો ખુલાસો લઈ આવો. જો એ કામ કર્યા વગર આવશો તો તમારામાંથી એકનું પણ માથું ધડ ઉપર નહીં રહે." બાદશાહનો આવો સખત હુકમ સાંભળી સઘળાએ કપાળે હાથ મૂક્યો અને ત્યાંથી ચાલી નીકળ્યા અને ગાઉ ઉપર ગાઉ એમ દડમજલ કરતા કરતા

ઓલિયાની તપાસ કરતા કરતા એક અરણ્યમાં આપણો કાફલો આવી પહોંચ્યો.

ત્યાં એક અતિ રમણીય સરોવરના કિનારા ઉપર અતિ વિશાળ અને ઘટાવાળું વડ હતું. ત્યાં જાણે કે તે આપણા કાફલાને આવકાર આપવા પોતાની ડાળીઓ વિસ્તારતું હોય એમ જણાવાથી આપણા કાફલાએ પણ એ વડના ઝાડ નીચેજ પોતાની છાવણી નાંખી.

શોધમાં નીકળેલાઓને સદ્‌ભાગ્યે આપણા ઓલિયા પણ એ લોકોને આ વડની સંનિધિમાં આમતેમ ફરતા સાંપડ્યા. એ લોકોએ ઈશ્વરની બંદગી કરી ઈશ્વરનો પાડ માન્યો અને જાણે કે જીવ યા નવો જીવ આવ્યો હોય તેમ એ લોકો ઓલિયાને પગે પડ્યા અને પોતાને બાદશાહે જે ફરમાન કર્યું હતું તે ઓલિયાને કહી સંભળાવ્યું. ઓલિયા શું જવાબ દે છે તે સાંભળવાને સઘળાના જીવ કાનમાં આવી રહ્યા હતા. પણ સહુનીજ નિરાશા વચ્ચે ઓલિયાએ તો એક અટ્ટાટ વિકટ હાસ્ય કર્યું અને ત્યાંથી ચાલ્યા જતાં જતાં એમ કહેતા ગયા કે "આ વડનું ઝાડ જ્યારે સુકાઈ જશે ત્યારે હું અહીંઆં આવીશ અને તમારા પ્રશ્નનો ખુલાસો કરીશ." આટલું બોલી ઓલિયા તો અંતરધ્યાન થઈ ગયા અને આપણા કાફલામાંના સુબાઓ અને સરસુબાઓ ને બીજાં બધાં માણસો પણ મોઢું વકાસીને જોતાજ ઊભા રહી ગયા. બધા માણસો ઓલિયા ઊભેલા તે જગ્યા સામું જોય અને પછી વડના સામું જોય અને નિસાસા નાંખી સઘળાએ પોતાના જીવનની આશા છોડી દીધી. પાછા ફરવાનું નથી. જો તેમ કરે તો બાદશાહ ગરદન મારે અને આ વડનું ઝાડ ક્યારે સુકાય! વળી એનાં મૂળ પર તો નિરંતર જળસિંચન કુદરતેજ કરેલું

છે. સઘળાએજ નિર્ગત જીવન જેવું જીવન ત્યાંજ વીતાડવા નિશ્ચય કર્યો. પોતાનાં બૈરીછોકરાં સંભારે અને વડના સામું જોય; બાદશાહના હુકમનો વિચાર કરે અને વડના સામું જોય અને નિસાસા નાંખે. ઓલિયાનું વચન યાદ આવે ને વડ સામે દૃષ્ટિ જાય અને નિસાસો નીકળે.

આમને આમ લગભગ એક માસ વ્યતીત થઈ ગયો અને એક ચમત્કાર ત્યાં થયો. વડના ઝાડને કોઈક તરેહનો સડો લાગ્યો અને ધીમે ધીમે લીલુંછમ કુંઝાર જેવું જે વડનું ઝાડ ફાલી રહ્યું હતું તે સુકાવા માંડયું અને બેત્રણ મહિનામાં સહુને શીળો આપનાર એ વડનું ઝાડ પાંતરા વિગેરે ખરી જવાથી ઠુંઠા જેવું થઈ રહ્યું. લોકોનાં મન પ્રફુલ્લ થયાં. વડ તો સુકાઈ ગયો, પણ ઓલિયા ! અને લો ! પ્રભુની મહેરબાની તે ઓલિયા પણ એજ અરસામાં ત્યાં આવી પહોંચ્યા. સહુ ધસ્યા ધસ્યા ઓલિયા પાસે આવી પહોંચ્યા. ઓલિયાને પગે પડ્યા અને છુટકારાનો દમ લઈ ઓલિયાના સામું જોયું. ઓલિયાએ પણ તે લોકો તરફ દયાની દૃષ્ટિથી સ્મિત કરીને જોયું અને કહ્યું "ભાઈઓ ! તમને જે જવાબ દેવાનો હતો તે મેં દઈ દીધો અને પ્રત્યક્ષ બતાવી પણ દીધું છે." તેમાંથી આગેવાન સુબાએ ઓલિયા સામું વિસ્મિત થઈ જોયું ત્યારે ઓલિયાને થયું કે એ ગાંડાઓને પોતાના ઉત્તરનું રહસ્ય સમજાયું નથી. તેથી એણે સુબાને કહ્યું કે "ભાઈ ! એમાં કાંઈ નથી. આ વડનું ઝાડ જો. એ હું અહીંથી ગયો ત્યારે કેવું હતું અને હાલ કેવું છે? એની આ સ્થિતિ થવાનું કારણ તમારા નિસાસાઓ સિવાય બીજું કાંઈજ નથી માટે બાદશાહને કહેજો કે લોકો જ્યારે આવી બદ્દુવા બાદશાહને દેશે ત્યારે મહારાજ્યનો અંત આવશે."

# અઢી હાથ જગ્યાને માટે

જગન્નાથપુરીમાં ઘણા જૂના જમાનાથી એક જબરજસ્ત મેળો ભરાતો આવેલો છે. એવા એક મેળાની વખતે પુરીની એક ધર્મશાળા માણસોથી ખીચોખીચ ભરાઈ ગઇ હતી. તેમાં એક બાવાજી આવ્યા અને આમતેમ તપાસ કરી પોતાના આસન માટે એક અઢી હાથ જગ્યા કાઢી ત્યાંની ભીંત ઉપર પોતાનો તંબુરો ભેરવી બાવાજી સ્નાન કરવા ગયા.

એ દરમ્યાનમાં ત્યાં આગળ એક બીજા બાવાજી આવી પહોંચ્યા અને પોતાને માટે જગ્યાની તપાસ કરવા માંડી પણ એમને કયાંયે જગ્યા મળી નહીં. માત્ર પેલા આગળ આવી ગયેલા બાવાજીવાળીજ જગ્યા ખાલી હતી અને તે જગ્યા પર કાંઈ ન જોવાથી પાછળથી આવેલા બીજા બાવાજીએ પોતાનું આસન તે જગ્યા ઉપર પસાર્યું. એટલામાં પેલા પહેલા બાવાજી પાછા આવ્યા અને પોતાની જગ્યા આવી રીતે રોકાયલી જોઈ પેલા બીજા બાવાજી જોડે તકરાર કરવા માંડી કે "આ જગ્યા તે મારી છે. તમે જોતા નથી કે અહીં હું મારો તંબુરો ભેરવી ગયો છું? પેલા બીજા બાવાજીએ ધીમેથી જવાબ દીધો કે "બાવા! તંબુરો તો તમે ભીંતપર ભેરવ્યો છે અને તેથી તમારી રોકેલી જગ્યા તો ભીંત ઉપર છે અને તે જગ્યા કાંઈ મેં રોકી નથી. મેં તો ખાલી જગ્યા જોઈ ત્યાં મારૂં આસન પસાર્યું છે." આ બાબત ઉપરથી વાત આગળ વધી અને બન્ને બાવાજીઓ બાંહ્ય ચઢાવી ગરમાગરમ થઈ જઇ મુક્કામુક્કી ઉપર આવી જવા લાગ્યા. પણ એટલામાં તેઓને સદ્‌ભાગ્યે એક

ઘરડાં માજી ત્યાં આવી પહોંચ્યાં અને "રામ રામ, કૃષ્ણ કૃષ્ણ, શિવ શિવ," કરતાં પેલા બાવાજીઓને કહેવા લાગ્યાં કે "ઓહો! મોટા બાવાજી! મોટા બાવાજી! ઓ નાના બાવાજી! નાના બાવાજી! આપ લડાલડી શા માટે કરો છો? તમે તો દુનિયા છોડી દીધી છે ત્યારે આ અઢી હાથ જમીનને માટે આટલી મમતા શી? જુઓની સંસાર છોડનારા તો કેવાએ થઈ ગયા છે. બાણું લાખ માળવાનો ધણી અમર ભરથરી પોતાનું રાજ છોડીને ચાલ્યો ગયો અને ભાણો ગોપીચંદ પણ અમર થઇને પોતાનું આવું મોટું રાજ છોડી ચાલ્યો ગયો. તે આવા રાજાઓ પોતાનું રાજ્ય છોડી દે તેનો તો દાખલો લો ને આટલા જમીનના ટુકડા માટે આ મારામારી શી"?

ડોશીમાના આવા શબ્દો સાંભળીને બન્ને બાવાજીઓ તરતજ લડતા અટકી પડ્યા અને જાણે કે ડોશીના શબ્દોમાં કાંઈક જાદુ હોય તેમ એકે પોતાનો તંબુરો ચડપ કરતો બગલમાં માર્યો અને બીજાએ તરતજ પોતાના આસનનો ગોળો કરી પોતાની બગલમાં માર્યું અને બન્ને જણા મૌન ધારણ કરી ધર્મશાળાને સામસામે દરવાજેથી એક બીજાને પીઠ કરી ચાલતા થયા.

ત્યાર પછી પૃથ્વી પર અટન કરતાં કરતાં ઘણે દિવસે બન્ને વિરાગમૂર્તિઓ એક બીજાને ભેગી થઈ ગઇ. બન્ને એક બીજાને જોઈ ચમકયા; થંભી ગયા અને સ્મૃતિને તાજી કરવા લાગ્યા. પુરી યાદ આવી પોતે લડેલા તે સાંભરી આવ્યું. પોત-પોતાની મૂર્ખાઈ ઉપર હસ્યા અને પોતે એકાએક ત્યાંથી ચાલી નીકળવાનું કારણ એક બીજાને પરસ્પર પૂછી ખુલાસો કરવાની વૃત્તિ કરી.

પહેલા બાવાજી—આપને ત્યાંથી એકાએક ચાલી નીકળવાની કેમ વૃત્તિ થઈ?

બીજા બાવાજી—આપને મારા જેવીજ વૃત્તિ શાથી થઈ હતી?

પહેલા બાવાજી—અરે મહાત્મન્! બાણું લક્ષ માળવાના ધણી ભર્તૃહરિનું જે દૃષ્ટાંત ડોશીએ આપ્યું તેજ હું હતો અને માયાના પંઝામાં મને આટલો સપડાયલો જોઈ હું મારી શરમ ઢાંકી ન શકવાથી મેં તરતજ તે સ્થળનો ત્યાગ કર્યો.

તરતજ બીજા બાવાજીએ પહેલાને પ્રણામ કર્યાં અને કહ્યું કે "મહાત્મન્! હું મેનાનો પુત્ર ગોપીચંદ. આપણાં દૃષ્ટાંત લોક આપે અને આપણી શી અધમ સ્થિતિ થઈ હતી! હરિ, હરિ, આનું નામજ ઈશ્વરની માયા".

૧૩ ૭૫૫

# હવે મેં આ દેહનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળ્યો છે.

અસલના વખતમાં એક રાજા હતો. તે ઘણો સદ્દગુણી અને ઉદાર દિલનો રાજા હતો. એ રાજાને એક પાટવી કુંવર હતો, એક પટરાણી હતી અને બીજી ઘણી રાણીઓ અને ુંવરકુંવરીઓ હતાં.

એ રાજાને ત્યાં એક સમયે એક ઘણા વિદ્વાન જોશી આવી પહોંચ્યા. તેની સાથે વાત પરથી વાત નીકળતાં રાજાએ જોશીને પુછ્યું કે મારો આવતો જન્મ કયી યોનિમાં થશે એનો આપ ગણિત ઉપરથી નિર્ણય કરી શકો ખરા ?

જોશીએ જરા ગંભીર થઈ હા કહી પણ સાથે સાથે એમ પણ કહ્યું કે આપને જાણવાથી કાંઈ ફાયદો નથી.

તોપણ રાજાએ તો જોશીને આગ્રહ કર્યો. જોશી મહારાજે ગણત્રી કરી રાજાને જવાબ દીધો કે "હે રાજા! તમારો આવતો અવતાર ભૂંડમાં થશે". આ સાંભળીને રાજાને અત્યંત ખેદ થયો અને એને વિમાસણ થઈ કે એ અવતાર પોતે કેમ કરીને કહાડી શકશે ?

આવી પરિસ્થિતિ જોઈ જોશીએ રાજાનું સાંત્વન કરતાં કહ્યું કે "મહારાજ! એમાં શોક કરવાનું કાંઈ કારણ નથી. ભૂંડોમાં પણ તમે તો શ્રેષ્ઠજ જન્મશો અને રાજ્યચિન્હ તરીકે તમારા ભાલ ઉપર એક શ્વેત ડાઘ તિલકની માફક આપનું ભૂંડનાયક તરીકે ભાન કરાવશે."

ઉપલી વાતને કેટલોક વખત પસાર થઈ ગયો. ત્યાર પછી કાળે કરીને રાજાની અવસાન ઘડી પાસે આવી તે વેળા રાજાનો જીવ કેમે કરીને જાય નહી અને જોશીનાં વચનજ રાજા સંભાર સંભાર કરે. એવે વખતે રાજાએ પોતાના પાટવીને બોલાવીને કહ્યું "હે પુત્ર ! જો સાંભળ. આ મારી અવસાનની ઘડી છે અને તું જો મને એક વચન આપે તો મારો જીવ ગતે જાય. પુત્રે રાજાને વચન આપ્યું અને રાજાએ કહ્યું "બેટા ! જો, જોશીએ મને કહ્યું છે કે મારો હવે પછીનો અવતાર ભૂંડનો આવશે અને મારી ઇચ્છા એવી છે કે મારે એ દેહ લાંબો વખત રાખવો નથી તેથી તું જ્યારે મને જોય ત્યારે તારે મારો એકદમ નાશ કરી નાંખવો."

પુત્રે કહ્યું કે "હે પિતા! પણ મારે તમને એ અવતારમાં ઓળખવા શી રીતે"? ત્યારે રાજાએ જવાબ દીધો કે "મારા કપાળ ઉપર શ્વેત લાંછન હશે." આ વાતચીત થઈ રહ્યા પછી રાજાએ પોતાના દેહનો ત્યાગ કર્યો અને પાટવી કુંવરે રાજાના દેહની ઉત્તરક્રિયા કરી સુખે રાજ્ય ચલાવવા માંડયું.

ત્યારપછી કેટલેક કાળે નવા રાજાને કાને ખબર આવી કે એનાં રાજ્યમાં એકદમ ભૂંડો ખેતરોનાં ખેતરોનો નાશ કરે છે. આ વાત ઉપરથી નવા રાજાને પોતે પિતાને મરણ વખતે આપેલું વચન યાદ આવ્યું અને પોતે એ ભૂંડોનો શિકાર કરવા જવાને સજ્જ થઇ રાજ્યમહેલ છોડી ચાલી નીકળ્યો. ઘાડી ઝાડીમાં જઈ એણે ઘણાં ભૂંડોનો શિકાર કર્યો પણ એને શ્વેત લાંછનવાળું ભૂંડ ક્યાંયે મળ્યું નહીં પણ તપાસ કરતાં કરતાં એક મોટી ગુફા મળી અને તેમાં એક મોટું ભૂંડ રહે છે એમ જણાયું.

તે ભૂંડને મહા મુશીબતે નવા રાજાએ કઢાવ્યું અને જ્યારે તે બહાર આવ્યું કે તરતજ એના જોવામાં શ્વેત લાંછન આવ્યું એટલે પોતાના પિતાને આપેલાં વચનને યાદ કરી કુંવરે શર સંધાન કર્યું. પણ એટલામાં પેલાં ભૂંડને તરતજ વાચા થઈ અને એ બોલ્યું "હે પુત્ર! તું તારૂં શર પાછું લઇ લે કારણ કે મને આ જન્મમાં ઘણુ સુખ છે. તું ત્યાં જેમ મારો પ્રતાપી પાટવી હતો તેમ મારે આ જન્મમાં પણ એક મજબૂત ભૂંડ મારો પાટવી છે. ત્યાં જેમ તારી માતા મારી પટરાણી હતી તેમ આ જન્મમાં પણ મારી એક અતિ ખૂબસૂરત ભૂંડણ પટરાણી છે અને તેને હું મારાં ખરાં જીગરથી ચાહું છું. ત્યાંની મારી રાણીઓ હતી તેમજ અહીં પણ ઘણી ભૂંડણો છે. ત્યાં જેમ મારી પ્રજા હતી તેમ અહીં પણ બીજા નાનાં ભૂંડો મારી પ્રજા છે. અને આ સીમા તો મારૂં રાજ્ય છે એટલે મેં હવે મારા આ દેહનો ત્યાગ કરવાનો વિચાર માંડી વાળ્યો છે. હું આ દેહમાં પણ સુખીજ છું. માટે તું તારૂં શર પાછું ભાથામાં મૂકી દે."
કુંવર પોતાના ભૂંડ પિતાના આવાં વચનો સાંભળી વિસ્મય પામ્યો. પ્રભુની લીલા અપાર છે તેનો વિચાર કરતો કરતો પોતાને મહેલે પાછો ફર્યો.

# ભાઈ વિચાર તો બે મહીનાથી કર્યાંજ કરતો હતો

એક માણુસ હતો. એ માણુસને એક ઘર હતું. એ ઘરને ઓટલા ઊંચા હતા અને એ ઘરની સામું એક ગલી હતી. પેલો માણુસ નિત્ય સવારમાં વહેલો ઊઠીને પોતાના ઓટલા ઉપર દાતણ કરવા બેસે. આ વખતે નિત્ય પોતાના ઘરની સામેની ગલીમાં જબરજસ્ત આખલાને પોતાના ઘરના પગથીઆંની સામે બરાબર બેઠાં બેઠાં ઊંઘતો એ નિહાળતો. એને થતું કે અહાહા, શું એના શીંગડાં, એનો શો વાંક, ગોળાકાર, જાણે કે ગણિતમાં આવતા કાઉંસ ચિન્હનો ગોળાકાર, કે સ્વર્ગના દુર્ગમાં જવાની અવનવી ને અનેરી બારી.

આ પ્રમાણે પેલા નિત્ય પોતાની સામે આસન લેનાર ગોસ્વામીના શીંગને માટે આપણા જુવાનની શ્લાઘા દિવસે દિવસે વધતીજ ચાલી. એને વિચાર આવવા માંડયો કે એ બારીમાંથી અદ્ધર આરપાર નીકળી આખલા પર અવળે મોંએ બેસી ગુલાંટ મારી હોય તો પછી પરાક્રમની સીમા રહે ખરી ? આમ વિચાર કરતાં કરતાં મહિનો વીત્યો. બે મહિના થયા અને એક સારે જોવે ચોઘડીએ એક દિવસે આપણા જુવાને ઝંપલાવ્યું. “યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે.” આ વખતે એ ભૂલી ગયો કે એનું શરીર સ્થૂલ છે અને આખલાના શીંગડા વચ્ચે કદાચ ફસાઈ ગયો તો ? એણે માથું અને અડધું શરીર આખલાના શીંગ વચ્ચે ઘાલ્યું અને આખલો ઝબકીને જાગ્યો, ઊઠયો, ઊભો

થયો અને આખલાએ ગભરાટમાં દોડાદોડ કરવા માંડી. આપણા સાહસિક વીરના ટાંટીયા આખલાના મોં ઉપર લબડતા અથડાતા હતા. આખલો જમીનમાં શીંગડા ખોસવા માથું નમાવવા જતો. આપણા વીરનું અડધું શરીર આખલાની પીઠ ઉપર હતું. આવી કઢંગી સ્થિતિમાંથી ઘણા જણાએ મળી અધમુઈ સ્થિતિમાં આપણા વીરને આખલાના શીંગડાંમાંથી છોડવ્યા. વીરને જ્યારે બોલવાની શુદ્ધિ આવી ત્યારે કોઈએ પૂછ્યું કે "અલ્યા ભાઈ! તેં કાંઈ વિચાર નહોતો કર્યો કે શું?" ત્યારે આપણા વીરે જવાબ દીધો કે "હારે ભાઈ! વિચાર તો હું બે મહિનાથી કરતો હતો કે એનાં શીંગડામાંથી બહાર નીકળવાની કેવી મઝા પડે!"

પ્રિય વાંચક! જોજે ભાઈ! તું કાંઈ આવા વિચાર મહિનાઓ સુધી કરતો.

# ગજરાજ

એક દેશી રાજ્યના રાજાએ પોતાની રાજધાનીની નજીકનું એક જંગલ કાપવાનો હુકમ આપ્યો. ત્યાંથી એક નવો રાજમાર્ગ કાઢવો હતો. જંગલ કાપનારાઓએ કામ ચાલુ કર્યું. કામ ઝપાટાબધ ચાલતું હતું તો પણ રાજા સાહેબની ધીરજ ન રહી અને વળી નવો હુકમ કાઢયો કે ગમે તેમ કરી જંગલ પાંચ દિવસમાં સાફ થઈજ જવું જોઈએ.

ઉપલો હુકમ શી રીતે પાર પાડવો ? જંગલ નાનું ન હતું. પાંચ દિવસમાં એ જંગલ સાફ કરવું એ બની શકે તેમજ ન હતું. તોપણ એકાદ ફળદ્રુપ ભેજાંમાં એક યુક્તિ નીકળી આવી. જંગલને દવ લગાડો. પાંચ દિવસમાં જંગલ એની મેળે બળીને સાફ થઇ રહેશે.

થયું. એ પ્રમાણે જંગલને દીવાસળી ચંપાઇ. જંગલ ભડભડ બળવા લાગ્યું. પણ અહો ! બિચારા વનચરો, અરે, અરે એની શું સ્થિતિ ! સઘળા વન્ય પશુઓ વાઘ, સિંહ, હાથી, શિયાળ, હરણ, ભૂંડ, સાપ, મહિષો, મહિષીઓ સઘળા આત્મરક્ષણને માટે ત્રાડ નાંખતાં એકજ જગ્યાએ પરસ્પરનું જન્મસિદ્ધ વૈરપણ ભૂલી એક સુરક્ષિત જગ્યાએ એકઠા થઇ ઊભા રહ્યાં. ભયંકર દાવાનળની જ્વાળાઓ પ્રલયાગ્નિની જીભ જેવી લપકાર મારતી પશુમંડળની આસપાસ વીંટાવા માંડી. અરર ! શું આ વનપશુઓનો સમૂહ અત્યારે અંતની વખતે આ પોતપોતાનું ભાન ભૂલી અત્યારે એકતામાંજ સર્વ સાથે ભસ્મસાત્ થશે ? ના, પણ પ્રભુની ગતિ અકલિત છે. એક મહાન માતંગરાજ

વચમાં ઊભો હતો. સઘળાં વનચરો એની આજુબાજુ વીંટાઇને ઊભા હતાં. ગજરાજે પોતાની શુંઢ ઊંચી કરી અને એક ત્રાડ મારી અને આ શો ચમત્કાર! એ ત્રાડમાં શું જાદુ હતું. સેંકડો હાથીઓ જાણે ફુટી નીકળતા હોય તેમ વનપશુઓનાં ટોળાંની બહાર કોટ કરીને માતંગરાજ તરફ મ્હોં રાખીને વિસ્ફારિત નેત્રે જોતા ઊભા રહ્યા. જાણે કે કાંઈ આજ્ઞાની વાટ જોતા એમ કહેતા હોય કે રાજાધિરાજ! આદેશ! મધ્યસ્થ ગજરાજે શુંઢ ઊંચી નીચી કરી કાંઈક અવાજ કર્યો અને બધા હાથીઓ એકદમ પૂંઠ ફેરવીને અદ્રશ્ય થઈ ગયા. થોડીવારમાંજ પાસે એક તળાવ હતું તેમાંથી સઘળાએ સાથે શુંઢવતી પાણી ભરી લીધું. તળાવ ખાલી થઈ ગયું. સઘળા સાથે બળતા દવ નજીક આવ્યા અને સઘળાએ સામટું પાણી દવ ઉપર છોડયું. અગ્નિ શાંત થઈ ગયો. વનપશુઓ બળતામાંથી ઉગરી ગયાં.

માણસ! માણસ! તું પણ કાંઈક આ પશુઓનું અનુકરણ કરી આગ હોલવતાં શીખે તો શું?

# લક્ષ્મી કોની ?

ભિખારીદાસ નામનો એક બ્રાહ્મણ પહેલાં સ્તંભતીર્થને વિષે વસતો હતો. જો કે બ્રાહ્મણો સાધારણ રીતે ગરીબ હોય છે તો પણ આ બ્રાહ્મણ નામ કરતાં તદ્દન અવળી રીતે અનર્ગળ ધન સંપત્તિનો માલીક હતો. એની પાસે પૈસો એટલો હતો કે એને એનું ધન પાવડેથી ઉથલાવવું પડતું. એનો ધંધો ધીરધારનો હતો. તો પણ એણે નામ પ્રમાણે પોતાની ભિક્ષાવૃત્તિ અને અક્ષય ઝોળી સાચવી રાખ્યાં હતાં. એ ભિખારીદાસ આ ઉપરાંત બ્રાહ્મણ તરીકે પંચભાગ લેવા પણ જતો અને ભોજનવૃત્તિ પણ રાખતો હતો. આમ છતાં એને પોતાના ધીરધારના સંબંધમાં એક રમાકાન્ત નામના વૈશ્ય સાથે લેણદેણનો સંબંધ હતો.

એક વખતે એવું બન્યું કે રમાકાન્તને ઘેર તેના પુત્રનું લગ્ન આવી પહોંચ્યું અને જો કે એણે આગળ ઉપર ભિખારીદાસ પાસે બે ત્રણ લાખ રૂપીઆ વ્યાજે લીધેલા તો પણ આ વખતે એને રૂપીઆની જરૂર પડવાથી ભિખારીદાસ પાસેથી એણે ફરી પાછા ચાર પાંચ લાખ રૂપીઆની માંગણી કરી અને આ ઘરાક સારૂં હોવાથી ભિખારીદાસે યોગ્ય લખાણ કરી વ્યાજ ઠરાવીને રૂપીઆ આપ્યા પણ ખરા. ત્યાર પછી રમાકાન્તે પોતાના સાહુકારને પોતાને ત્યાં પુત્રના લગ્ન પ્રસંગે આવવાને વિનંતિ કરી પણ ભિખારીદાસને જરા અચકાતાં જોઈને એણે તેને અત્યંત આગ્રહપૂર્વક દબાણ કર્યું અને ભિખારીદાસે તે દબાણને વશ થઈ રમાકાન્તને ત્યાં પ્રસંગ ઉપર જવાને કબૂલ પણ કર્યું.

એમ કરતાં લગ્નનો દિવસ પાસે આવ્યો અને ભિખારીદાસે લખોટા મોકલી રમાકાન્તને ખબર આપી કે પોતે અમુક દિવસે

એને ત્યાં આવનાર છે. આ ખબર મળતાંજ રમાકાન્તે રૂપાંને એક સુંદર રથ તૈયાર કરાવ્યો અને મહાદેવના નંદીને પણ લજાવે એવા અતિ મનોહર બે સુંદર હજાર બારસો રૂપીઆના બળદોની જોડ સોનાની શીંગડીઓથી શણગારી અને કીનખાબના ઓઢાઓ નાંખી એ રથને જોડી મ્હેમાનને તેડવા મોકલ્યો. મ્હેમાન આવતાં સુંદર પાટો પાથરતા પોતાની હવેલીમાં ભિખારીદાસને લઇ રમાકાન્ત આવ્યા. ભિખારીદાસની તો આંખોજ ફાટી ગઈ. "હાય! હાય! આ મારો પૈસો આમ ઉડાવે છે. અરે! મારાં નાણું પાછ ફરશે કે નહિ?" આમ વિમાસણ કરતો ભિખારીદાસ રમાકાન્ત જોડે હવેલીના માળે ચડયો. એક સુંદર દિવાનખાનામાં ભિખારી-દાસને રમાકાન્તે ઉતારો આપ્યો. બપોરને સમયે સુંદર પાંચ પકવાન સોનાની થાળમાં પીરસી રૂપાના પાટલા ઉપર આસન આપી ભિખારીદાસને ભોજન કરાવ્યું. રાત્રિએ એક ખાસા મઝાના ઓરડામાં એક છત્રીપલંગ ઉપર મશરૂની તળાઈ ઉપર સફેદ ચન્ની જેવી ચાદર પાથરી બિછાનું ભિખારીદાસને માટે તૈયાર કરાવ્યું. બિછાના ઉપર શિયાળાનો દિવસ હોવાથી એ સારી કીમતી રજાઈ અને કાંઈ પાંચસો છસો રૂપીઆની કાશ્મીરી કસબી શાલનો જોટો ભિખારીદાસને ઓઢવા માટે મૂકયો અને ઓરડાની હવામાં ગરમી રહે માટે એક પીત્તળની સોનાં જેવી ચળકતી સગડીમાં થોડો દેવતા રાખી તે સગડી ભિખારીદાસના પલંગની બાજુએ એક સ્ટૂલ ઉપર ગોઠવી. ભિખારીદાસ વિચાર કરતા કરતા સુતા કે આપણે જતાં જતાં રમાકાન્ત સાથે આપણો હિસાબ કરતાં જવો.

એમ કરતાં ભિખારીદાસની આંખ મળી ગઈ પણ મધ્ય રાત્રિએ એકાએક એની આંખ ખુલી ગઈ? અને એણે શું જોયું?

પોતાના પલંગની બાજુમાં એક અત્યંત લાવણ્યવતી સ્ત્રીને પોતાની શાલનો છેડો હાથમાં લઈ ચોળતાં જોઈ ભિખારીદાસ તરત એકદમ બેઠા થઈ ગયા અને પેલી સ્ત્રીનું ચડપ કરીને કાંડું પકડયું અને તેને પૂછયું અરે ! બોલ, તું કોણ છે અને અત્યારે અહીં કેમ આવી છે ? પેલી સ્ત્રી થોડી વાર ભિખારીદાસ સામું થઈ અને પછી હસીને પૂછયું "ભિખારીદાસ ! ત્હેં મ્હને ન ઓળખી ? હું કોણ છું ? હું તો ત્હારી લક્ષ્મી છું."

ભિખારીદાસ—ત્યારે તું અહીંઆ કેમ આવી છે ? અને અત્યારે તું આ શું કરી રહી છે ?

લક્ષ્મી—અહીં રમાકાન્તની સેવા કરવા આવી છું અને આ શાલ અગ્નિમાં પડી હતી તેનો છેડો હું હોલવું છું.

ભિખારીદાસ—અરે નિર્લજ્જ ! તું મ્હારી છે અને સેવા રમાકાન્તની કરે છે ?

લક્ષ્મી—ભિખારીદાસ ! મૂર્ખ ! તને એટલું ભાન નથી કે લક્ષ્મી તો જે વાપરે તેની.

ભિખારીદાસ—ઠીક ત્યારે હું પણ હવે તને વાપરીશ.

લક્ષ્મી—ના, તે ત્હારાથી નહી બને.

ભિખારીદાસ—શા માટે નહિ બને ?

લક્ષ્મી—હું તને ગાંડો કહેવડાવીશ.

ભિખારીદાસ—તો યે હું તને વાપરીશ.

લક્ષ્મી—અરે લપ્પન છપ્પન કરીશ તો કેદ કરાવીશ ને બંધાવીશ.

ભિખારીદાસ—તો પણ હું તને વાપરીશ.

લક્ષ્મી—ત્યારે હું તને ડામ દેવડાવીશ.

આટલું બોલી લક્ષ્મી અંતરધ્યાન થઈ ગયાં.

ત્યારપછી લગ્ન પતી રહ્યાં અને ભિખારીદાસે જતાં જતાં હિસાબની વાત કરી. રમાકાન્તને જરા હસવું આવ્યું પણ તરતજ કહ્યું "હા શેઠ! મારાં વહાણુ ગઈ કાલેજ મારો માલ વેચીને પાછાં ફર્યાં છે અને મને બાર લાખ રૂપીઆ નફાના મળ્યા છે એટલે આપના રૂપીઆ લઈ જાઓ. આવી રીતે ભિખારીદાસ પોતે જુઠો પડયો અને એને લાગ્યું કે પોતાનું વ્યાજ ખોટું થશે એટલે દર ઓછો કરી થોડા વ્યાજમાં સંતોષ માની ભિખારીદાસ ઘેર આવ્યા. પણ ધૂન લક્ષ્મી વાપરવાની લાગેલી તે ઘેર આવતાં છોકરાને પંચભાગ લેવા જતાં જોઈ એ ત્રાડી ઊઠયા "અલ્યા છોકરા! પંચભાગ લેવા નથી જવું. જા, કડીઆ મજુર બોલાવી લાવ. આપણે ઘર ખોદાવી નાંખવું છે અને નવી હવેલી બાંધવી છે. ડોસાનામાં આવો વિચિત્ર ફેર જોઇ છોકરા ગભરાયા. તેમને થયું કે ડોસાને કાંઇ ઘેલું લાગ્યું છે કે શું તે લોકોએ કહ્યું કે ડોસા કાંઇ ઘર પાડી નખાય. કાંઇ ગાંડા થઇ ગયા કે શું." તરતજ ડોસાએ જવાબ દીધો હા, હા, "રાંડ એમજ કહેતી હતી." ડોસાએ તો લીધી લાકડી ને છોકરાઓ ઉપર ધસ્યા. "હું કહું છું ને માનતા નથી." છોકરાઓએ જાણ્યું કે ડોસા તો છેક છટકયા એટલે તે લોકોએ ડોસાને પકડીને કચકચાવીને બાંધ્યા અને એક ઓરડામાં પુર્યા. ડોસાએ હાય મારી. "હાય! રંડીએ કહ્યું હતું તે કરી બતાવ્યું. તો પણ ફરી છોકરાઓને કહ્યું કે ભાઇ મ્હારા હાથ છોડો. મ્હારે પૈસો વાપરવો છે." પણ છોકરાઓએ ડોસાને ન છોડયા અને ડોસા અકળામણથી બૂમ પાડે તે એમ સમજ્યા કે ડોસાને કાઈ વાઈનું સખ્ત દરદ થયું છે તેથી લોકોની સલાહથી ડોસાને પકડી નસે નસે ડામ

દીધા. ડોસાએ પોક મુકયો અને કહ્યું "હા! લક્ષ્મીના કહેવા પ્રમાણે ડમાયો પણ ખરો. બીજે દિવસે ડોસાએ વિચાર કરી કરીને લક્ષ્મી વાપરવાની ઇચ્છાનો ત્યાગ કરીને પોતાને છુટવાનો રસ્તો શોધી કાઢયો. ડમાયા પછી બીજે દિવસે સવારે ભિખારીદાસે બૂમ પાડી કે "અલ્યા નરમદા! પંચભાગ લાવ્યો કે?" છોકરાઓએ જાણ્યુંકે ડામની અસર થઇ અને ડોસા સારા થયા એ રીતે ભિખારીદાસ છૂટ્યા.

# નીતિની કસોટી

૧

મ્હારી આજુબાજુ અનેક માણસો હતાં. હું એક મુંબાઈ જેવા ઘાડી વસ્તીવાળા શહેરના રાજમાર્ગ પરથી પસાર થતો હતો. છતાંય હું એકલોજ હતો. મ્હારૂં મન શૂન્ય હતું. મારી ગતિ યંત્રની ગતિ જેવી હતી.

૨

હું સામાન્ય જનપથ ઉપરની જનસંગતિ છોડી નિર્જન સમુદ્રતટ ઉપરની નિર્જનતામાં સપાટાબંધ આગળ વધવા લાગ્યો. પણ આ વખતે હું એકલો ન હતો. મ્હારી ઐકાન્તિક એકતાનતામાં મ્હારીજ કલ્પનાસૃષ્ટિથી ખડાં થયેલાં અનેક ભૂત કાંઈક કારમો કોલાહલ મચાવી મને સતાવતાં હતાં. મને ગાંડો બનાવતાં હતાં.

૩

મારી આંખો વિસ્તૃત થતી હતી. નિસ્સીમ સમુદ્રની સીમા શોધતાં તેને સંસારની સિદ્ધ નિસ્સીમતાનું ભાન થતું હતું.

હજુ સુધી હું એકલોજ છું? જનસમાજની શું મેં એકજ બાજુ જોઈ છે? જનસમાજનું બરાબર અર્ધ—સ્ત્રી—તેની મ્હને શું હજુ ગંધ પણ નથી? પચ્ચીશ વર્ષ—પા સદી—આધુનિક જીવનનું અર્ધ, મેં શું એમજ વીતાવ્યું? ઘણાઓની દૃષ્ટિએ હું અદ્યાપિ બીનઅનુભવીજ!

૪

સંસારમાં સૌન્દર્યના સમુદાયનો સાર—સ્ત્રી. સ્ત્રી—સંસાર ક્ષારાર્ણવમાં સુધાની સેર. સ્નેહની સુકોમલ મૂર્તિ. સચ્ચિદાનંદની

સત્ય સાધના. સ્ત્રી જગત્‌ની ઉત્પાદકશક્તિરૂપ માહમાયા. મૂળ પ્રકૃતિથી હું બીલકુલજ અજ્ઞાત! એવું તે એનામાં શું હશે?

૫

સંધ્યા વીતી ગઈ. સમય વસંતનો હતો. સ્મરસખી નવ ચંદ્રિકા આકાશમાં ખીલતી જતી હતી. ભગવાન ક્ષપાનાથે–પૂર્ણ પૂર્ણિમાની મધ્યરાત્રે પોતાની અર્ધયાત્રા પૂરી કરી હતી.

હું હજુ સમુદ્રતટ ઉપરજ એકલો બેઠેલો હતો. એટલામાંજ ચોપાટી પરથી પાછો ફરેલો એક માળી "બોરસલીનાં ફુલની માળા" બે પૈસા; કરી માળા ખોળામાં નાંખી ગયો. દક્ષિણ પવન મંદમંદ વાતો હતો. બોરસલીની સુગંધી ચોપાસ પ્રસરતી હતી. મ્હારાં મસ્તકને ભમાવતી હતી.

દૂર સુદૂરથી સંગીત અર્ધસ્પષ્ટ અર્ધઅસ્પષ્ટ પવનમાં ઊડી જતું, વિશ્વની વિશાલતામાં–અનંતતામાં લુપ્ત થતું હતું; વિલુપ્ત થતું હતું. મ્હારા હૃદયના કાંઈક જુદાજ તારો છેડાયા હતા. એ ઝણુકાર મને ચમકાવતો હતો. મને ધ્રુજાવતો હતો. હું કંપતો હતો; હું એ ખમી શકતો ન હતો.

૬

"ભાઈ, મ્હેં સ્હવારનું ખાધું નથી. હું ભૂખી છું" આમ એકાએકજ શબ્દ મારે કાને પડયો. હું વિચારનિદ્રામાંથી જાગૃત થયો. મેં ઊંચું જોયું. "બે પૈસાનું ખાવાનું અપાવશો" આમ બોલતી એક અતિ સુકુમાર સોળ વરસની સુંદરી મારા સામું ઊભી હતી. મેં એના સામું જોયું. હું ભાન ભૂલી ગયો હતો. અત્યારે આ એકાંતમાં ઓચીંતો આ કોયલનો ટહુકાર ક્યાંથી–મારા સામું આ રાહુથી ગ્રસ્ત ચંદ્ર પૃથ્વી પર અને બીજો નિર્મળ

સ્વચ્છ આકાશમાં ખીલતો જોઈ હું ગભરાયો. મને કાંઈ સૂઝયું નહીં. મેં ગજવામાંથી પાકીટ કાઢયું. એક પાંચ રૂપીઆની નોટ કાઢી પેલી છોકરીના હાથમાં મૂકી. પેલી છોકરી દીંગ્મૂઢ બની ગઈ. તે નોટ સામું જોય–મારા સામું જોય. એ દૃષ્ટિમાં કોણ જાણે શું યે હતું હું સમજ્યો નહીં પણ મેં એનો હાથ પકડયો. પછી કોણ જાણે મેં એને શું યે કહ્યું પણ એ એકદમ ત્યાંજ બેસી ગઈ. એણે મારી નોટ મારા તરફ પાછી ફેંકી દીધી. એ રડી પડી. મને સંસારના સર્વ અનુભવો સામટા થઈ ગયા. "અરે! દુષ્ટ દુર્દૈવ! દરિદ્રતા! હું દરિદ્ર છું પણ અનીતિમાન નથી. હું તમને સારા માણસ સમજી તમારી પાસે આવી હતી. મેં આ પહેલીજ ભીખ માગી છે." તે બાળા રડતાં રડતાં ભાંગેતુટે શબ્દે બોલી.

હું મૂગોજ થઈ ગયો. સ્ત્રી–સ્ત્રી શું તે મને સમજાયું. ઇશ્વરેજ એને મારી ગુરુ થવા મોકલી હતી અને એણે અત્યંત સફલતાથી એ પદ પ્રાપ્ત કર્યું–પ્રિય વાંચક! બસ. આ દૃશ્ય હું આટલેથીજ બંધ કરીશ.

# આશા

## ૧

એક વખતે એક દેશની અંદર ઘણો ભારી દુકાળ પડયો. કુવા અને તળાવો સૂકાઈ ગયાં. અનાજ અને ઘાસને અભાવે માણસ અને ઢોર ઠામ ઠામ જથાબંધ મરવા માંડ્યાં અને અન્નપાણી માટે લોકોએ ન કરવાનાં અઘોર કામો કરવા માંડ્યા. આવે વખતે એક સૌરાષ્ટ્રના ન્હાનાં સરખાં ગામડાંનાં કૃષિકારનાં ગૃહની સ્થિતિ ઉપર આપણે આપણી નજર કરવાના છે. કુટુંબમાં ખેડુત, ખેડુતની વહુ, તેનો ત્રણ વર્ષનો એક છોકરો અને બે વર્ષની એક છોકરી એમ ચાર જણાં હતાં. પોતે ભૂખ્યાં રહીને બચ્ચાંઓને ચાર દિવસ માતાપિતાએ અર્ધે પેટે ખવડાવ્યું. માતાના સ્તનમાંથી બાળકને માટે અન્નને અભાવે સૂકાઈ ગયું. આવી પરિસ્થિતિમાં તે ખેડુતદંપતીએ પોતાનું ગૃહ, પોતાનું ગામ, પોતાનો દેશ છોડી બીજે ક્યાંય જ્યાં અન્નપાણી મળે ત્યાં જવાનો નિશ્ચય કર્યો.

શાસ્ત્રની પણ એવી આજ્ઞા છે કે જે દેશમાં આજીવિકાના ઉધારા થાય તે દેશનો સુજ્ઞએ તરતજ ત્યાગ કરવો. આપણાં ખેડુતદંપતીએ એ રીતે અનુસરવાનો નિશ્ચય કર્યો. પણ અહા ! પોતાના પ્રેમનાં, પોતાની બેવકુફીનાં ફળ જેવાં પેલાં બે કુળાં બાળકો ! શું એ દંપતીનાં મનની ઉપાધિ ! અટાટ અરણ્યમાંથી બચાવી એ કુળાં પુલોને નિર્ગત શરીરે શી રીતે બહાર લઈ જવાં ? પોતેજ માઇલ, બે માઇલ, ચાર માઇલ, ત્રણ ચાર દિવસના કડાકા પછી, એક બે દિવસ પાણી ન મળ્યા પછી

શી રીતે જવું! શી રીતે ચાલવું! વળી "બાળક" "બાળક" એ વિચારજ એ લોકોને ગભરાવી નાંખતો હતો. બાળકોની સામું જોતાં એ લોકોની આંખે અંધારાં આવી જતાં.

ત્યારે શું બાળકને છોડી જવાં? કોને આસરે? "પ્રભુ! પ્રભુ! હવે તારા સિવાય બીજું શરણુ નથી. અનાથનો નાથ, અસહાયને સંભાળનાર ઇશ્વરનું પણ બાળકો છોડે શી રીતે? ચીરાતે જીગરે માતાએ શીકાંમાં એક ખાલી ઠીબ મૂકી બાળકોને ત્યાં લાવી બેસાડ્યાં—પિતા તો ઘરની બહાર નીકળી ગયા હતા—માતાએ બાળકોને કહ્યું "ભલાં! તમે અહીં બેસજો. આ શીકાંમાં ખાવું છે—હે ઇશ્વર જુઠું બોલવું માફ કરજે!—હું પાણી ભરવા જાઉં છું તે ત્યાંથી આવીને તમને આપીશ" માતાએ બાળકને છેતર્યાં. ચીરાતે હૈયે માતાએ બારણું વાસ્યું. માતાનામાં એટલું લોહી રહ્યું ન હતું કે તે પાણી થઈ અશ્રુરૂપે આંખમાંથી બહાર નીકળે. શૂન્યમનસ્ક તે પતિની પાછળ ચાલી.

## ૨

ઉપલી વાતને આઠ માસ વીતી ગયા. ઈશ્વરની મહેરબાનીથી વરસાદ આવ્યો. વૃક્ષવેલીઓ નવપલ્લવિત થયાં. પૃથ્વીએ નવ-દૂર્વાંકુરોની લીલી સાડી ફરી ધારણ કરી. કુવા, વાવ અને તળાવો પાણીથી છલાછલ ભરાઇ ગયાં. આપણાં ખેડુતદંપતી પણ પ્રફુલ્લ હૃદયે નવા ઉત્સાહથી, ઝપાટાબંધ પોતાનાં ઝુંપડાં પાસે આવ્યાં. "હે દીનદયાળ દયાળુ પ્રભુ"! ઝુંપડું જેવું છે તેવું સલામત હતું. ઝુંપડાંનું દ્વાર સ્ત્રીએ જેમ વાસેલું તેમ ને તેમજ હતું. ધ્રૂજતે હૈયે માતાએ બારણાંની સાંકળ ઉઘાડી અને અહો! બોલવાની શક્તિને અભાવે ન્હાનાં બાળકોએ ખખડાટ થવાથી માતાના સામું ચકળવકળ થતી આંખ ફેરવી. ત્યાંથી દૃષ્ટિ પાછી

ખેંચી શીકાં ઉપર ઠેરવી. હર્ષઘેલી માતા દોડી; "છોકરાં જીવતાં"! છોકરાંને બાઝી પડી. એની આંખમાંથી દડદડ અશ્રુ સરી પડ્યાં. બે પાંચ મિનિટે માતાને ભાન આવ્યું. શીકાં ઉપર ઠીબ જોઇ અને છોકરાંને બાથમાંથી છોડી "દીકરાંઓ! હમણાં ખાવું કરી આપું. આ તો ખાલી છે" એમ કહી ઊઠી. શીકાંમાંથી ઠીબ લીધી અને ઉંધી વાળી અને અરર! આઠ આઠ મહિનાથી જે આશા પર છોકરાં જીવંત રહેલાં તેનો ભંગ થયો.

છોકરાંઓનાં પ્રાણપખેરૂ તેમનાં દેહપિંજરમાંથી ઊડી ગયાં. કુંળાં પુલો કરમાઇ ગયાં.

માતા ચીરાતે જીગરે આંસુ સારતી બચ્ચાંઓનાં શબ પાસે ફસડાઇ પડી.

વાંચક! કહે, આશા એ શું માણસનું જીવન નથી?